ॐ

શ્રી નવીન

# 'ઉદય ભાણ.'



નાટકનાં ગાયનો.

શ્રી દેશી નાટક સમાજ બ્રાન્ચ માટે

ઝવેરી [illegible]ડીલાલ મનસુખરામ

હાલ મુ૦ સુરત

ઠે. પ્રીન્સેસ થીએટર-સુરત.

કીંમત ૦-૪-૦

૧૪૨.



ધી " જૈન એડવોકેટ " પ્રેસમાં ઘીકાંટા-અમદાવાદ. વાડીલાલ બાપુલાલ શાહે પ્રસિદ્ધ કર્ત્તા માટે છાપ્યું.





શ્રી નવીન

# ઉદય ભાણ

નાટકનાં ગાયનો.



શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત
મરહુમ સાક્ષર ડાહ્યાભાઈ ધોળશાજી સ્થાપિત.

શ્રી દેશી નાટક સમાજ ધ્રાન્ચને માટે.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ઝવેરી વાડીલાલ મનસુખરામ.

હાલ મુ. પ્રીન્સેસ થીએટર-સુરત.

સંવત ૧૯૮૧ સને ૧૯૨૫ પ્રત ૨૦૦૦

કિંમત રૂ. ૦-૪-૦

# મુખ્ય પાત્રોના નામ.



## પુરૂષ પાત્રો.

કર્ણસિંહ...... .......પાવનગઢનો રાજા.

સજ્જનસિંહ.........રાજાનો સાળો, નવી રાણીનો ભાઇ, સેનાપતિ.

ઓઢુભા }
ભભુભા } .........સેનાપતિના દીકરા.

જસાજી.................સેનાપતિનો જમાઇ. મોંઘીનો વર.

દીવાન ........ .........જ.સી ખુટેલ નીતિમાન રાજભક્ત.

ઉદયસિંહ...............બરથરા રાજાનો ભત્રીજ.

ભાણજી...............દીવાનનો દીકરો.

રામદેવજી...................વ્યસની ઠાકોર.

કવિદા...........................ખુશામતીયો રામદેનો ચારણ.

## સ્ત્રી પાત્રો.

રાણી.....................કર્ણસિંહની નવી રાણી.

ભાણીબા...................કર્ણસિંહની કુંવરી.

મોંઘી......................સેનાપતિની દીકરી. જસાજીની સ્ત્રી.

વડારણો, દાસીઓ, સીપાઇઓ, વારાંગનાઓ વીગેરે વીગેરે

સ્થળ—પાવનગઢ, આસપાસની હદ અને દ્વારકાં.



શ્રી શાન્તિનાથાયનમઃ

# શ્રી નવીન ઉદય-ભાણુ નાટકનો ટુંક સાર.

## અંક ૧ લો

પ્રવેશ ૧ લો—પાવનગઢના રાજા કર્ણસિંહના મહેલ આગળ ભરથરી વેષે બે છોકરાઓ ભજન ગાય છે; રાજા કર્ણસિંહ, રાણી, રાણીની ઓરમાન દીકરી ભાણુબા, તથા રાણીનો ભાઇ સજ્જન-સિંહ સાંભળે છે; ભરથરીને ભીખ આપવા માંડે છે. ભરથરી ભીખ લેવા ના પાડે છે, અને નોકરી માગેછે. કુંવરી એક ભરથરીને પોતાની ત્હેનાતમાં રાખે છે, તેથી બીજાને રાણીનો ભાઇ સેનાપતિ સજ્જન સિંહ પોતાના દીકરા ખોડુભાની ત્હેનાતમાં રાખે છે, રાણી અને સેના-પતિની ખાનગી મસલત.

પ્રવેશ ૨ જો—નાસી ગએલ માજી દીવાન જોગી વેષે, બાતમી મળવાથી સેનાપતિ ઠાર કરવા જાય છે. બહાદુર દીવાન બચી જાય છે. છોકરાઓને રામનામીઓની એંધાણી બતાવી જાય છે રાજા આવે છે અજાયબી.

રાજાના સાળા સજ્જનસિંહનો ચળેલ દીકરો ખોડુભા તથા ભર-થરી છોકરો ભાણજી; પનઘટ લીલા. સેનાપતિની મિજાજી દીકરી મોંઘી નાનાભાઇ લઘુભા સાથે આવી વરનો વરઝોળો જાહેર કરે છે.

પ્રવેશ ૩ જો—વ્યસની ઠાકોર રામદેજી, તેમના ખુશામતિયા, અને વહારણો જંગલમાં દેવળ, આગળ કુંવરી ભાણુબા વાઘના શિકારે,

ભરથરી વેષવાળો સીપાઇ થયેલો ઉદયસિંહ કુંવરીને બચાવે છે, પરાક્રમથી મોહીત કુંવરી રામદેકુંવરીનું માગું કરવા પોતાના ચારણ કવિદાને મોકલે છે. કુંવરી સીપાઇ ઉદયસિંહની પાછળ જાય છે.

પ્રવેશ ૪ થો—સેનાપતિની મોજાજી દીકરી મોંઘી તથા તેનો જડસો વર જસાજી, ચાકર પેમલો અને ચાકરડી પેમલી, વઢવાડ અબોલા, પાછળથી સેનાપતિ અને ખોડુભા, જસાજીને ઠપકો, મોંઘીની વર પાસે માગણી.

પ્રવેશ ૫ મો—ઉદયસિંહ ઝુંપડીમાં ભાઇની વાટ જુએ છે. ભાઇને બદલે કુંવરી; ગભરાટ, વાતચીત, એકતરફી કુંવરીનો પ્રેમ; ઉદયસિંહ કચેરીમાં જાય છે.

પ્રવેશ ૬ ઠો—કર્ણસિંહની કચેરી, વાત મારી કુંવરીનો જીવ બચાવનાર સીપાઇ ઉદયસિંહને ઇનામ, સેનાપતિની અદેખાઇનું બીજ કવિદા ચારણનું રામાજી માટે કુંવરીનું માગું, લડાઇની તૈયારી, કુંવર અને ખોડાજીની પરીક્ષા, શુધાશાસ્ત્રી ખોડુભા, ઉદયસિંહના સ્ત્રી સંબંધી ઉત્તમ વિચાર.

પ્રવેશ ૭ મો—સેનાપતિની અદેખાઇ, ઉદયસિંહને ઠાર મારવા વીચાર, રાણી ભાઇ બહેનને ચડાવે છે. ખોડુભાના લગ્નથી કુંવરીના હાથ સાથે રાજ મેળવવા ધારેલું રાજ્ય જશે એમ ધારી બનેવીને ઠાર મારવા સેનાપતિનો ઠરાવ, મોંઘીની પોતાના ધણી વીશે ફરીયાદ,

જસાજીને કપટ, પોતાના જમાઇ જસાજી સાથે લડાઇમાંજ પાછળથી ઘા કરવા ગોઠવણ.

પ્રવેશ ૮ મો—રામદેજીની છાવણી, લડાઇમાં નાચરંગ, વ્હેમી રામદેજીની માનતાઓ, કર્ણસિંહનું લશ્કર આવે છે, જોતાંવારજ રામદે અને તેના લશ્કરીની નાસભાગ, વગર મહેનતે મળેલ વિજય માટે પ્રભુ પ્રાર્થના, જસાજીનો રાજા ઉપર. પાછળથી ઘા, ઉદયસિંહ તથા ભાણજીએ કરેલો બચાવ, જસાજી નાશી છુટે છે.

---

## અંક ૨ જો.

પ્રવેશ ૧ લો—નાટેલ રામદે, ખુશામતિયા જસાજી, બારવટું કરી કુંવરીને ઉપાડી લાવવાનો ઠરાવ.

પ્રવેશ ૨ જો—ગરબો, કુંવરી, સેનાપતિના નાના દીકરા લઘુભાની કાલી કાલી વાતચીત, કુંવરીને બારવટીયા ઉપાડી જાય છે. રાજા અને સેનાપતિને લઘુ ખબર આપે છે ઉદયસિંહ બહારવટીઆની પાછળ જાય છે. સેનાપતિ પાસે ભાણજીના ઉદયસિંહ પાછળ જવા માગણી; મિજાજીનો જવાબ.

પ્રવેશ ૩ જો—જંગલમાં જસાજી બહારવટીયા વેષે, કુંવરી સાથે રામદેના લગ્નની તયારી બ્રાહ્મણ વેષે ઉદયસિંહ પાછળથી ભાણજી, કુંવરીનો બચાવ, રામદે, જસાજી વગેરેને કેદ.

પ્રવેશ ૪ થો—રાજા અને સેનાપતિ, ઉદયસિંહ અને ભાણજી કુંવરીને બચાવી લાવે છે; જસાજીને કેદ, રામદેને ગધેડે બેસાડી

દેશપાર, ઉદયસિંહને શમદેનું રાજ બક્ષિસ કુંવરીના વિવાહ માટે સેનાપતિ રાજાના વીચાર.

પ્રવેશ ૫ મો—બાણીઆ વીવાહના ઉમંગમાં, મોંઘી સાથે વાતચીત, લધુભા, ઉદયસિંહથી અચાનક મેળાપ, રાજા તથા સેનાપતિ પ્રેમીઓની પડદે વાતચીત.

પ્રવેશ ૬ ઠો—જસાજી માટે મારી, ઉદયસિંહને ઉંઘતાં ઉપાડી દરિયામાં ફેંકી દેવા સેનાપતિ અને જસાજીનો ઠરાવ; ખોડુભા અને લધુભા છાના સાંભળે છે.

પ્રવેશ ૭ મો—જસાજીનું ઘર, પેમલો, પેમલી, મિજાજી મોંઘી સાથે જસાજીની મારામાર.

પ્રવેશ ૮ મો—ઉદયસિંહ તથા ભાણુજી ભાઇઓની બાબી સંબંધી ઠઠ્ઠા મશ્કરી, ઉંઘતાં ઉપાડી ઉદયસિંહને જસાજી દરિયામાં ફેંકી દે છે, રાજા અને સેનાપતિ, ભાણુજીને માથે ઉદયસિંહને ઠાર મારવાનું કલંક, ભાણુજીને દેશપાર, માછલીના મોંમાં ઉદયસિંહ.

પ્રવેશ ૯ મો—ઉમંગમાં બાણીઆ, ઉદયસિંહના માઠા સમાચાર બેભાન અને ગાંડી, રાજા, સેનાપતિ અને વૈદ્ય, હવા ફેરફાર માટે વૈદ્ય સાથે દ્વારકા મોકલવા ઠરાવ.

પ્રવેશ ૧૦ મો—મેળામાં જતો લધુભા, સીપાઇને ઘેર ઘોડું લેવા મોકલે છે. પાછળથી ભાણુજી લધુભાનો મારવાનો ડર બતાવી

દરિયામાં ફેંકવાની વાત કહાડી લે છે, લધુભાઇને લઇ બહારવટે નીકળી પડે છે. સેનાપતિને સમાચાર. જસાજીને પાછળ મોકલે છે.

**પ્રવેશ ૧૧ મો**—દ્વારકામાં દરિયા કિનારે માજી દીવાનજી, તથા કુંવરીના વૈદ, ચમત્કારની ગોઠવણી; ખોડુભા સાથે વિવાહ સારૂ કુંવરીને પાવનગઢ પાછી લઇ જવાનો કાગળ, માછલાના મ્હોંમાં તણાતો ઉદયસિંહ દીવાન બચાવે છે. ઓળખે છે. ગુપ્ત રાખે છે. ચિત્તભ્રમ કુંવરીની દરિયામાં પડી મરવાની તૈયારી, દીવાન બચાવે છે. ચમત્કાર બતાવી ચિત્ત ઠેકાણે લાવે છે. અને ઉદયસિંહને મેળવવાની આશા આપે છે.

# અંક ૩ જો.

---

**પ્રવેશ ૧ લો**—ભગવતને ભરોસે કુંવરી અને સાહેલીઓ, વશીકરણ કરવા આવેલ ખોડુભાનું કાળું મોઢું.

**પ્રવેશ ૨ જો**—ભાણાજી નજુમીના વેષે, માંધીની સાહેલી જડી અને પંડયાણી, વશીકરણ કરાવવા ગોઠવણ, લધુભાની શોધથી નિષ્ફળ થયેલ જસાજી, સેનાપતિ અને ભાણજી, જસાજી અને મોઘી ઉપર લધુભાને ઠાર કર્યાનો વ્હેમ, સેનાપતિ દીકરી અને જમાઇને ઠાર કરવા જાય છે.

**પ્રવેશ ૩ જો**—મોઘીની વશીકરણ; પંડ્યાની; પથરો આપે છે મરડાયલો મેળાપ અને શેતરંજ, રંગમાં ભંગ, જસાજીને ઘા ખાસી જાય છે.

પ્રવેશ ૪ થો—સેનાપતિ; મોઘીને મારવાની તૈતારી ભાણુજી સેનાપતિનું નાક કાપી નાસે છે, કાળા મ્હોંનો ખોડુભા, બાપ દીકરાનો ભેટો ને ઉલ્લાસ

પ્રવેશ ૫ મો—ભાણુજી ને લધુભા, જંગલમાં બહારવટે, દીવાન, વૈદ્ય અને ઉદયસિંહજી, બાપ દીકરાનો મેળાપ, જસાજી અને મોંઘીની મારી, સઘળા વેષ બદલી ભાવનગઢ તરફ જાય છે.

પ્રવેશ ૬ ઠો—ભાણીબા, આપઘાતની તૈયારી ઉદયસિંહ શાહુકારી વેષે આવે છે. પરદેશી પંથીને વિવાહ મંડપમાં આમંત્રણ.

પ્રવેશ ૭ મો—ખોડુભા અને કુંવરીના વિવાહની તૈયારી, નાક કટા વવાઈ, ભાણુજીને પકડી લાવવા ઇનામ, ખોડા વરરાજાને પાટલા કરવાની તૈયારી, સજીવન લીલા, ભેદનું ભાંગવું. સઘળાનો મેળાપ, ઉદયસિંહ, કુંવરી, રાજ્યપાટ, વિવાહ અને છેવટનો આનંદ.

ૐ શાન્તિ ૐ શાન્તિ ૐ શાન્તિ



૧૨૨૯



શ્રી પરમાત્મને નમઃ

—શ્રી નવીન—

# ઉદય—ભાણુ નાટકમાં ગાયનો.

મંગળાચરણ

**સુત્રધાર—**

ત્રાતા તું પ્રભુ ! ધણી
શાતા—દાતા જગ જનને
તારણ જગઉદ્ધારણ સ્વામી ! ઘટ ઘટ પ્રગટ છો અંતરજામી.
નમીએ અલૌકિક નામી.
ભાગ્યવંત છો મહન્ત, જ્ઞાનવંત જીવજંત,
સકળ આધિ વ્યાધિતંત, આણુતા ઉપાધી અંત,
પરમ પૂજ્ય હે ભદંત; સહસ રહસ દિવસમણિ !

**નટીઓ—**

જે કરશે તે ભરશે કોઈ શું કહેશે,
બાવળ વાવીને આમ્ર સ્વાદ કેમ લેશે........
કેસુડેવાસ ન મળશે, નહિ કેતકી કહીએ ફળશે,
જે વાવે તેવું લણશે, કરણી સરખાં ફળ દેશે—
કૌવચ સંગતથી રંગત શું રહેશે !
ચંદન ખંડનથી ગંધ અખંડ ન છંડેશે.
મધ મધપુડે જે વળશે, મધ ભાગ્ય હશે તો મળશે,
પણ ઘાટડો તો નવ ટળશે, આ દેશે પરદેશે—

ઉદય ભાણજી—                    ૧

ટાળ્યા નહી રે ટળે, લખ્યા જે લલાટે લેખ—ટાળ્યા૦
વાવ્યાં બીજ તે ફળે કરમે લખ્યું તે મળે—ટાળ્યા૦

દશરથ બાંધેલ તલાવડી, પાણી શ્રવણ ભરે,
ધર્મ કરતાં ધાડ થઈ, આંધળા ઝુરી તો મરે—ટાળ્યા૦

રઘુવીર ચાલ્યા વનમાં, સીતા રૂદન કરે,
દુષ્ટ દગે સતી લઈ ગયો, લંકા પળમાં બળે—ટાળ્યા૦

હરિશ્ચંદ્ર જેવો રાજવી, નીચ ઘર મજુરી કરે,
રાણી વેચી પરઘરે, વેળા ચાહેસો કરે—ટાળ્યા૦

ઉદય—                    ૨

જેને શીર કીરતાર સમર્થ વ્યર્થ તે શીદને ડરે રે....શાણા
જેવા કેશરી કેરા કુમાર નિડર વનમાં ફરે, રે ....શાણા.

બાળકને ભૂત કહી ભડકાવે, જ્યાં લગી સમજણ નાહી,
સમજુ થાતાં ભર્મ ભાગતાં, મર્મ લહે મન માંહી—વ્યર્થ

ઈંડાને બહુ બીક બાજની, જ્યાં સુધી પડદે પડીયાં,
ગુરૂ કૃપાએ પડદો ફુટે, ઉડી ગગન ઘર અડીયાં—વ્યર્થ૦

સ્વાંગ પહેરતાં સતીઓ મુકે, તનમન પતિને ચરણે;
શરીર સ્વાંગ ધરંતા સાથે, સચણું ભગવત શરણે—વ્યર્થ૦

વડારણો— ૩

શોભા શી કહું રે સુંદર શામળાજી
મેલો ઝાંકળા રે મનના આમળાજી
પ્રીતમ ન થઇએ પ્રીતે પાંગળાજીરે.
સ્નેહના હાથે જોડયાં સાંકળાજીરે.
આંટીને ઘુટી છોડો છેલ, શોભા૦
પ્રીત સુધારસ અજબરસ, કોઈ વિરલો પી જાણશે,
અંતર ઘટની વાસના કોઈ અનુભવિ પરમાણશે,
ભાવનાના ભેદ તો ભગવાન જેવા ભાળશે,
ગાતાં અને ખાતાં પીતાં પણ તાપ ત્રિવિધ ટાળશે.

ભાણીબા— ૪

કેવી સુંદર સુરત હું તો વારી જાઉ,
અહો લટક ચટક જોઈ હું ઠરી જાઉં.
ભાવે મનથી ન મનથી હું ભજે જાઉં,
સુણી વચન વન વગડે લુટાણી છું.
વગર મુલે અચાનક વેચાણી છું,
બની પથ્થરની પુતળી ઘવાણી છું રે.
મીઠી નજરના દાબે દબાણી છું.
કોણ જાણે કે સાથી લોભાણી છું,
ક્યારે નાજુક નગીનો આ પામી જાઉં રે.

### પેમલો-પેમલી- ૫

આતે માણું કેમરે રે'વાય, લાડું ભર્યું ગાડું લુંટાઈ જાય,
મોઢામાં પાણી પાણી થાય, નારે બા નહીંરે નહી રેવાય.
રાકું તોયે રડ્યું ના રે બા નહીં રે'વાય જોઈ જોઇ હૂં હૂં હૂં.
હૂં હૂં હસી જવાય
મુઇ બોલી કેમ-મુઆ બોલ્યો તેમ-નારે બા-આતે૦

ટગટગટગટગ દેખતે ડાળે તાકી રેવરાય કેમ,
બળબળ બોલતી જીભે, બંધ રેવરાય કેમ,
નારે બા જીવતા જીવન બહોત થવરાય કેમ-આતે૦

### બોંધી-જમાણ- ૬

સાહેબા સલુણા નાની નણદલના વીરા,
લાલ લટકાળા મને (૨) આછા આછા ઘાટ ઘડાવો.
સરખી સૈયર મળી હાંસી કરે છે,
લાજી મરૂં છું બાઇ (૨) વહેલાહેલા સોનીડા તેડાવો.
નાનું શું નાથ એક ઝુમણું ને મહી ઝીણા ઝીણા હીરલા જડાવો;
નવસેરા મોતીનો હાર મારા સાહેબા નાના નીલમ મુકાવો;
જોગવાઈ જાસ્તી જો હોય મારા વાલમા,
કંઠણુને માણેક મઢાવો;
ગરીબ બણીને બાઇ જાણું તે શું કહીએ,

બસ આટલેથી મન વાળીને રહીએ;
મોટા એક પહાણા બાઈસાબ માંગી લઈએ—હાડ૦

ભાણીબા— ૭

રસીલો રસીલી ચાંદનીને સામે સાધી તજી સઘળી ઉપાધી
ગયાં ઉપવનમાં—

ચુપચુપ વાતો કરે, નેનના ઇસારા કરે;
સંગે હસે હસે ફરે રંગ ધુનમાં—(પછી)
પળમાં રીસાયા છે રસીલા ભાન ભૂલી ભામિની
માનતા મોહન નથી હાથે પગે માનની
વેળા રસીલા વહી જશે, પસ્તાવો પાછળથી થસે,
માન મોહન! માન, જાશે કાળ કા'ણી રહી જશે;
તું માન ભલે ના માન મને પરવા નહિ,
જીવજાન તને નહિ અલગ કરૂં તનથી;
પ્રીત વચન વીણા રસના રસીયા મન વસીયા મારેજી—

ભાણીબા— ૮

રાજવી જાશો ના તરછોડીને
અલબેલડા! મનમેલડા! ઓ ઘેલડા!
મારા નાજુક જીવનહાર! અલબેલીના આધાર—હો૦

ખીલેલી પુર વ્હાર, સરવર પર કાળી આ કોમળ;
બાળે વરસીને અંગાર, જળ કણ પણ મળીને આગળ;
દુર દુર જાઓ ગુણ દરીઆ, કોને શરણે આ તો કંગાળ;
લાલા લાડીલા આ લાચાર, પ્રેમી પંખીણી પાલણહાર—

ઓઘુભા— ૯

વશ નારીને કરવી જો ધારો, ગોખી રાખો સરસ આ ધારો,
મારો બુધિથી સાર, વ્હેતાં વાંકી લગાર;
રહેશે પાંશરી તો રાંડ ભલે જાતની હો દાંડ—વશ૦

નહિ મોહી પડો જોઇ મોહું,રાંડ જાત એ છે રખડતું રોડું;
આગું જેમ જેમ એ ટીપાયે દહાડે, દહાડે એ પાંસરૂં થાયે.

ઉદયસિંહ— ૧૦

પ્રેમદા છે પ્રીતિ ભાજન, મનરંજન ભીડ ભંજન;
જુક્તિથી કરીએ જતન, જોઇએ નિત્ય ચઢતો દન,
કોઇ ગાય દુજણી લાવે, ચારો નહિ દુષ્ટ ચરાવે;
પાણી પણ નહિ પીવરાવે, ખાતાં પીતાં અકળાવે.
ફળ કો' તે કેવાં પામે પામર જન;
દળદર દેખે ને થાયે નર નિરધક—પ્રેમદા૦
ચિન્તામણિ રત્ન છે રમણી વળી પારસમણી મનહરણી;
કોમળ ને કાંચન વરણી. ધીર ગભીરવચન રસધરણી.

સંતાપે એ પ્રમદા જે પામર જન;
રૂઠયો ભગવંતને ઉઠયો તેનો દન—પ્રેમદા૦

વારાંગના ૧૧

મોરી ધીરેસી ગગરા ઉતાર લીજોરે;
તુમે કસમ પરમેશ્વરકી—મોરી૦
ગગરી ઉતાર લીયો, નયના મીલાય લીયો;
અખીયાંસે અખીયાં મીલાય લીયોરે—મો૦
કંકર કુઈયાં, પાતાલ પાની;
ભરત ભરત બલ ખા ગઈરે—મો૦

ટેબ્લો.



# અંક બીજો.

ભાણીબા— ૧૨

( ગરબો. )

કોઇ પ્રેમી દેવાંશી સંભારણે કારણે વારણે જઇએ વારંવાર;
દેવતાઇ દેખીયે દેદાર,સંસારમાં સાર ઓહો ધન્ય અવતાર;
સંસારમાં પારસમણી, ચિન્તામણી છે નામનાં
કામધેનુ કલ્પતરૂ રસકુંપી સૌના કાનના,
અજબકાન્તિ અલખશાન્તિ વેદ કરતાં વાંચ્છના;
છે પ્રેમ નિર્મળ રત્ન જેની નવે ખંડે નામના
પ્રેમી પંખીને ઝંખીને ઝંખી જુઓ, કેવાં રંગે ઉમંગે રમે રસિયાં
લપાઇ છુપાઇને ડાળી ડાળી ઝુમે,મદ માતેલાં રંગીલાં રસિયાં
વ્હાલાથી વ્હાલ અવર નથી આશા પ્રેમથી પ્રેમ પાણીમાં પતાસ
પરણ્યાથીપ્રેમ ભંડાર, છે સખી સ્નેહના સાગર;
પરણ્યાં સાથે પ્રીતડી, ખાસી અમૃત ખીર;
પરનરથી વ્યવહાર તે, ખારૂં ખારૂં નીર;
ખીર મુકી ખારૂં નીર પીવાને જાય,
ફટફટ ફુએડ એ પુરી પસ્તાય,
પ્રેમરસ પ્યાલો પરણ્યા સાથે પીવાય,
ભવે ભવે ભાગ્યા કળી ખીલેજ જાય—કોઇ૦

ભાણીબા— ૧૩

સહીઅર મનની મનમાં સમાય,મુખથી કે' બા કેમ ઉચરાય,
મુખથી ન્હારેબા ના કહેવાય ( ઉં હું હું હું ) મનની૦
ચાંદની ચીત્તવી, વ્હાલાને વીનવી, પ્રેમથી ભીંજવી
કામણને કેળવી, મનડું મેળવી;
સજની જે પ્રીતીરસ પીવાય આહા ( ૨ )
ઓહો હો આતે શું કહેવાય—જારે જારે,
શાણી હવે તે શું શરમાય—જારે જારે,
એ તે બળ્યું શું બોલાય—એં હેં હેં હેં.

ભાણીબા— ૧૪

અલબેલા, લટકાળા વ્હાલા પ્રીતમ ઠાકોર મારા મન વસિયા;
રસ ઘેલા રીસાળા, બેઠા દેહના દેવળ માંહી રંગ રસિયા,
પ્રીતિ પંચામૃતે પાતળીયા, પખાળું વચનના ફુલડે વધાવું.
હેતના હીંચોળે હળુ હળુ, હીંચોળું હોંસે હસીને હસાવું,
શૃંગાર સજી સજાવું ભાવે, ભોજનની થાળ ધરાવું;
હઠનું કચુંબર,રીસનું રાયતું,ચામઠાઈ ચટણી વ્હેમ શાકરાઈતું
બરફી પેંડાને મ્હેસુર પ્રેમ ભાવના,
ખારી પુરી કચોરી શુદ્ધ સ્નેહ વાસના,
ભાવના ભૂખ્યાં ઉઠયા દેવ લઈ વાસના,
પંડ પરસાદમાં વ્હેંચીશું ઉલ્લાસના—અલબેલા.

ભાભુજી— ૧૫

માન માયાના કરનારારે, જરી જોને તપાસી તારી કાયા,
પુછી જોને તું પંડિત પુરાણુારે, કોના અમર છે લેખ લખાણા.
કાચી છે કાયા આ માટીની માયા,છે માટીના ખેલ બનાયા,
શાણા તો સમજી અલગ થયા,પણ બાળક બિચારા લપટાયા.
લાખોની પાંખો ગઈ છે પીંખાઇ, જેણે મુછપર લીંબુ ઠરાયા.
કાળના કોવાડેથી કોણ બચ્યું, ભલે રાંક ભલે હોય મહારાયા.
સંધ્યાના જેવા રંગ સોનેરી વધ્યાને લાડ લડાયા;
જોબન ને તન ધન તેવાં સમજવાં પાણીમાંના પડછાયા-માન૦

ભાણીબા— ૧૬

જળ સંપત્તિમાં જુવતીને સુખ નહિં જરીરે,
મન ગાડાને ગાળે સંપત્તિ મળીરે, (૨)
અથવા સંપત્તિ જગ ગાડામાં ધરી ધરીરે,
સુખ ભમરી સારૂ તુચ્છ એ ચંપા કળી કળીરે
વૈભવ મહેલમાં જો લપટાએ નહિ પરમ સુખ પંથ પમાય.
બાપુ પ્રથમથી, પાંખ બીડાએ ઉમંગ રંગમાં કેમ ઉડાયે.
સાહ્યબીને શું ખાશે કે પીશે! સાહેબ સ્વામી જો રૂઠશે રીસે
બોલાવતાં સગા,સંગીએ બહીએ જીવ જાણે કે ઝેર ઘોળીને પીએ
ભામિની ભુષણપ્રેમ પરસ્પર; સાથે ત્રિજોરી શિયળ સુંદર
જાળવી જાણે જે જગ અંદર, તે ભાગ્યશાળી ભામાંનિરંતર,

**ગાયન—** ૧૭

બાળા ભોળાંરે કુંમારીકા પરણીને પસ્તાયાં રે;
પહેલાં ફુલી થયાં ફાળકા, હૈડામાં હરખાયાં રે,
ચાર દિન વહુ લાડકાં મનડામાં મલક્યાં રે;
બન્યાં એકદમ કાળકા, અંતરમાં અકળાયાં રે,
મ્હેં તો જાણ્યું બાઇકુ લડે પુજાઈશું;
ખાજાં જલેબી બાઇ નિત્ય નિત્ય ખાઈશું
મ્હેં આગળથી મનમાં ધાર્યું; માન મહી મરડાઈશું રે;
નણદીના વીરાને ઘડી ટીંગળાવી ભાગોળે ભૂ પાઈશું રે.
મોહન મળીયા વાતમાં વઢીઆ,
નળીયાં ખખડીયાં વાણી ઉચરીયા (લે શાડ દીવો)
મ્હેં કહ્યું ઉહું લહું (૨)
ચડસમાં ચઢીઆ ખુબ કકળીઆ.
ઉહુનું ઓસડ–ધોકા પડીયા.
પરણ્યો પીટયો પથ્થર ભટકે, ઘરમાં ન ખાવા પીવારે;
વરણાગીમાં વાંકો હીંડે પતિ એવા કુળ દીવારે,
ઓશીઆળાં ખાઇએ, હૈડે સીઝાઈએ–પંડે પીડાઇએ.
તોયે આ બાઇએ–ઘોડે બીબાઈએ–પરણી.

ભાણીબા— ૧૮

પીયુજી પધારોરે, સુંદરી સ્વીકારોરે;
રસવેલી એ શામળીઆજી સંભાળોરે.
મંજુલ મધુરે મદન કળી ભાવે-ભાળોરે;
આંખલડી અમૃત રસ વરસે, પાંખડી પાંખડી તલસેરે,
થાશે લજામણી અમૃત ઝરણી સ્વામી સુધારક સ્પર્શે રે

અજબ સુધારસ પતિ ગુણસાગર,
કોક અલૌકિક સ્વર્ગીય સાકર;

અથાગ અન્તર રસ રતનાગર–ભાળોરે'
રસ રાજનાં દર્શન થતાં, કોઇ નાદ અદ્ભુત લાગતો;
રગ રગ થઈ રોમાંચમાં, ઝણકાર જાદુઈ જાગતો;
ગુલતાન અન્તર તાનમાં, જગ જાળને જીવ ત્યાગતો;
પતિ સેવના મંગળમણી, મોહન નિરંતર માગતો.
સ્વામી સમર્પણ સર્વ આ–સ્વીકારોરે,

ભાણી-ઉદયસિં— ૧૯

બોલો મારા પ્રેમી પોપટજી બોલ બોલો,
બોલો બોલો મેના બોલાવે;
ડોલો રંગ રસીયાજી ડોલો જરી ડોલો ડોલો ડોલો પ્યારી ડોલાવે

મેના તારા વચનની વેણુ વાગી,
લાગી લાગી લલિત લહે લાગી,

મેના વહાલી મેના કેના કહે પણ જાગી,
જાગી જાગી અજબ જ્યોત જાગી,
ખ્હેલા પોપટજી પ્યારા રામજી સંભારો.
વ્હા વ્હા મેના શું સતી વિસારો,
ચતુર સુજાણ સીતારામ ઉચરાવે—
પોપટજી પાંજરૂં સોનાનું સજાવું,
લાડીલી હું લાલચુ નથી કે લલચાવું,
સોને રૂપે શું ભીડ ભીતરની ભાગી—લાગી.

રૂડા સુડાને રંગે રંગે રમાડું પાંખે ઘાલીને ફળ મીઠા ખવાડું
ભાવના ભુખ્યા શું ભાવી ભાવના ભુલાવે ?—ઓલો.

ભાણજી— ૨૦

સર્વાંગે સુંદર ભાભી ખરી; પણ એકજ ખોડ જરી,
ખાંપણને ખોડ છતાં પણ રહેશે, ભાઈને મનતો પરી
મુખ ચંદન જેવું સુંદર પણ નકટી.
છે નયન કમળ પણ ઉંખી એક પુતળી.
કાંચનવરણી પણ દુર્ગંધની બરણી,
માંખ્યો બમણે જેમ ગોળ તણી ગરણી;
લચકાતી, હરખાતી, એ જાતી, વાટે ખાતી—સર્વાંગે.
દાડમ કળીઓ છે દાંત લગીર બોખી.
છે વચન કુસુમ પણ ગાળો દે જોખી ;
છે હંસગતિ ગજગમની જરીક રાંટી,

ભોળી ભાળી પણ તીખી નેણુખાટી;
ત્રણે તાલ–વાંકા વાળ–સુગરમાળ ત્રણ તસુ કપાળ

ભાણી— ૨૧

અહો દિલદાર જરી દેદાર, દિવાનીને દેખાડોને,
અરે લટકી અધર લટકી, મરૂં પટકી, જીગર પટકી,

અરે આધાર સુધારસ સાર, ચતુરાને ચખાડોને;
મુખે અટકી મધુર મટકી, અરે છટકી અધર છટકી;

દીલની થાપણ ઓળવી, ઘટે ન કરવી ઘાત;
પ્રાણ કહો તો પાઠવું, વાલમ કરવા વાત—અહો.

ભાણી— ૨૨

સૂજ ન પડે રે પિયુ પ્યારા,
આંખે આંસુ ટપકે ચોધારા;
ભર વસ્તીમાં નાથ ? નોધારા, આવ્યા મરણ શરણના વારા–
બધી મનની મનમાં સમાતી, કળી ખીલ્યા પહેલા કચરાતી;
આશા ગાય છચોક છુંદાતી—હાં; હાં-
અમે પંખી તો જઇએ સ્વદેશે; પ્રેમી શેઠ વસ્યા પરદેશે;
પુઠે હીસાબ પાઠવશે—સૂજ—

# અંક ત્રીજો.

**બાણીબા-સાહેલી—** ૨૩

આજે સોનાના સૂરજ ઉગ્યા હો રંગભીના;
મારા મદન મોહન મદઘેલા હો પ્રેમી નગીના;
માઠાં મીઠાં પ્રેમ રસ ચાખીએ કુંવરજી,
પરણ્યાના લહાવા લઇ લઇએ મોહનજી,
ભોગવો આવા વિલાસ રંગે,
અમો આશીશ દઇએ ઉમંગ સંગે;
કદી વિસરશો નહીં આરે—હો પ્રેમી પ્રવિણા—આજે૦

**બાણીબા-ઉદય—** ૨૪

ભરૂંસે ભુલી હું:તારે વિશ્વાસે હરિ તું મારે
પ્યાલો ઝેર પાર પાડે, વિવાહની વરશી વળાવે—ભ૦
ઝાઝી ગઇ થોડી રહી સદા આવી રહેવી નથી,
ઘડી બે ઘડીને માટે, મુઢ કાં બગાડે મતિ.
હરિ :તને કેમ તારે, પાકો ક્યાં ભરૂંસો તારે—ભ૦

**બાણીબા—** ૨૫

વન વગડામાં ભુલી પડી ત્યાં અમૃત પ્યાલો પીધોરે,
પીધો લીધો સાર સૃષ્ટિનો, કોલ અમર ત્યાં કીધોરે-
પંથી પરદેશી.

અધવચ વગડે વીછુ કરડયો, ઝેર ચડયું છે અંગેરે
કોઇ મુરલીધર મંત્ર ભણે તો, શીતળતા થાય સંગેરે-પંથી
દુનિયા મારી ચેષ્ટા કરતી, ને ગાંડામાં ગણતીરે,
હું ગાંડી કે દુનિયા ગાંડી, આપ કરી લ્યો ગણતિ-પંથી

વાણીબા-ઉદય—                    ૨૬

પંથી પરદેશી ચિત્ત સોંપી હું આ ચા........લી૦
મનને ભાવે તે કરજો, રે પૂન્યશા............લી૦
તરસ્યાને ટીંગળાવવા પડદે રાખી પ્રીત.
પૂછું પ્રવીણ પંથી એ કોણ ગામની રીત.
શુભ સંદેશો લઇ સંચરજો, હું આ ચા........લી૦
મહા મહિનાનું માવઠું, જંગલ મંગલ ગીત
સમય વિનાનું બોલવું, એ ત્રણેની એક રીત.
વ્હેલા મંડપ માંહી મળજો, હું આ ચા........લી૦

———o———

# સજીવન લીલા.



## પ્રસ્તાવના

જગરાય જ્યારે રૂઠે, સત સંગત પડેશાં તુટે.
દુખુંધી દીલમાં ઉઠે, દુર્જન વળગે બહુ પુરે,
મળી લબાડ લોકો લુટે, સાચાબોલા શીર કુટે;
સંસાર સુખ થોખુંટે, ચંડાળ કુક્કર ચુંથે
દ્રષ્ટાંત હાખવું પુઠે; સાંભળતાં ભવભય છુટે.—



૧—પુરી એકમાં રાજવી પ્રૌઢ પ્રાણી;
હતી વિધવા તેહને બહેન શાણી;
વળી રાજ પુત્રી સતી ગુણવંતી;
મુઈ માત મુકી સતી સત્યવતી;
નવી રાણીના પાસમાં રાય મોહ્યા
નહિ જુગતીથી સત્યનો પંથ જોયો
હતો રાણીના ભ્રાતનો પુત્ર નાનો;
મહા મુર્ખ ચુડામણી; એ પ્રમાણો;

વિચારે વરાવી સુકન્યા ઉમંગે;
અને મેળવું રાજ્યને પાટ સંગે;

એક દિવસ તે નરપતિ ભાણાનો લઇ હાથ;
પુત્રી સાથ મિલાવતો ત્યાંથી વચકી વાત.

---

મામાને ભાણો વહાલો દુષ્ટોનો જો જો ચાળો
કોમળ શીશુ કલગીવાળો;દુરજન મન નાગજ કાળો;
પાપીનાં મોઢાં બાળો ધુળ નાંખી આગળ ચાલો.

૨–સતી વિધવા સંતાપવા; પામર કરે વિચાર,
કલં ચઢાવે કારમું લાજે નહી લગાર.

દીવાનજી દાનો હતો; રાજાનો ભાયાત;
વિધવા તેને સમજતી; સાચો ધર્મનો ભ્રાત.

કપટે સતીની સોડમાં સૂવાડે ચંડાળ;
બોલાવી નરપતિ તીહાં; કરતા હાલ હવાલ.

સોળો ભુપને નિર્દોષને; કરવા વગડે ઠાર;
મારા સાથે મોકલે કરગતી સતી નાર.

ભાઇ ભાળો આ ભગિનિને,બાળવંઢા નિરાધાર આધાર એકજ
શ્રી હરી.

વિશ્વ સકળ વેરી થયું નીચે ધરતી ઉપર આભ.

ગાભ જોતાં થાઉં ગાભરી

બેસતાં સાહસ બાવળ ડાળે, પાછળ સાવ પેઠે નિત્ય સાલે;
કારમું કલંક સુણી ભાઇ, ભોળા મરૂં છું છળીઃ—

---

૩–ભંભેરાયો ભુપતિ. કથન સુણે નહિ કાન,
નિર મુળ કરવા મોકલે. બાળક બ્હેન દીવાન.
માશ મારી ભગિનીને કુવે કુંવરને સહાય.
બંધુકથી દીવાનને; બચ્યાં ઉગરી જાય.
મરતાં માના ઉચ્ચર, કરૂણા વચન વિશાળ.
ફાટે ડાળે નિહાળતી, નિરધાર, તે બાળ.

ઝાડ પ્હાડ ને પંખ પંખેરૂં, જાળવજો મુજ બાળ જો જો,
બાઇ કોપ્યો પણ બ્રહ્માંડ મારૂં, સૌ લેજો સંભાળ જો જો,
હરીના બાળક આપણ સઘળાં હરિ કરશે રે સાવાલ જો જો,
આખર હાલત છે આ સૌની. થા પ્રભુના લાલ જો જો.

---

૪–દીવાન દાને જાળવ્યા ભાણે સુત સમાન,
ભરથરી વેષે મેળવ્યું, મહિપતિ પાસે માન.
કુંવરી રાય ઉગારતાં, મહિપતિ મન હરખાય.
કન્યા હેના કોડથી લોકપતિ લલચાય.

ભાઈઓ સૂતા ભાવથી, ઉરમાં બહુ ઉમંગ
પાછો આવી પાપીઓ, પાડે રંગમાં ભંગ.
અડધી રાતે ઉંચકી ભાણ્યાને બેભાન.
દરિયામાં ડુબાડતો નીચ નફ્ટ નાદાન
દીવાન પુત્ર દેશજિત ઠર્યો કર્યો દેશની પાર;
નરપતિ આગળ ઉચ્ચરે. વિના વચન લાચાર;

---

ભક્ત ભીડભંજના;સુભાગી શામળા,એ વેગે વિહારો વિટમ્બણા;
પ્રહ્લાદ તારવા સમાન; કેળવો કળા—એ૦—
મૂર્ખ માનવી ભલે; મહત્વમાં મરે—એ૦—
ટાળતાં લલાટ; લેખ ના કદી ટળે—એ૦—

---

પ—સતિઆનો સંગાથ આ, જગપતિ લીલા આય
પસ્તાઈ સાચા સાક્ષીઓ; સાક્ષી પુરે જાય.
રામનું રખોપું જેને રાખી રહે; તેને પામર નર શું મારતાં;
સાચી નીતીથી કરણાસાગર, આખર આવી ઉદ્ધારતા;



શ્રી દેશી નાટક સમાજ
આન્ય.

# જાહેર ખબર

ઠે. મહારાજા થીએટર
વડોદરા

નીચે લખેલાં પુસ્તકો શ્રી દેશી નાટક સમાજ આન્યનો મુકામ જ્યાં હોય ત્યાંથી રોકડી કીંમતે મળશે. માટે જેઓ સાહેબને જોઇતાં હોય તેઓએ રોકડી કીંમતથી મંગાવી લેવાં. વેલ્યુપેબલ તથા નોટપેટ કાગળ રાખવામાં આવશે નહિ. નીચેના દરેક પુસ્તકો ચાર આનાની કીંમતે મળશે.

| | | |
|---|---|---|
| ૧ સતી સયુંક્તા | ૨૦ સતી દ્રૌપદી | ૩૮ અગાથસીંહ |
| ૨ સંગીત લીલાવતી | ૨૧ કબીરસાબ | ૩૯ કર્મફળ |
| ૩ પવિત્ર લીલાવતી | ૨૨ શ્રી શન્યાગી | ૪૦ નરસિંહ મહેતા |
| ૪ સતી પાર્વતી | ૨૩ જાલીમ ટુલીઆ | ૪૧ સગાળશા |
| ૫ અશ્રુમતી | ૨૪ મદન મંજરી | ૪૨ કૃષ્ણ સુદામા |
| ૬ રામ વિયોગ | ૨૫ સતી પદ્મિણી | ૪૩ મહાકવિ કાળીદાસ |
| ૭ મ્યુનીસીપાલ ઇ. | ૨૬ અજીતસિંહ | ૪૪ રાજ રતન |
| ૮ ભોજ કુમાર | ૨૭ ભગવદ્ ગીતા | ૪૫ પ્રહલાદ વિજય |
| ૯ સરદારબા | ૨૮ કુલિન નાયકા | ૪૬ કૌરવ પાંડવ ભા. ૧ |
| ૧૦ ઉમાદેવડી | ૨૯ સતી દયમંતી | ૪૭ જળંધર સતીવૃંદા |
| ૧૧ વીણાવેલી | ૩૦ કેસર કીશોર | ૪૮ કૌરવ પાંડવ ભા. ૨ |
| ૧૨ વિજયા વિજય | ૩૧ સુભદ્રા હરણ | ૪૯ લલીત પ્રિયા |
| ૧૩ મદન મંજરી | ૩૨ ઉર્વશી | ૫૦ સૌંદર્ય વિજય |
| ૧૪ ઉદયભાણુ | ૩૩ રાઠોડ કન્યા | ૫૧ દેવી દેવહુતી |
| ૧૫ મોહિનીચંદ્ર | ૩૪ પવિત્ર લક્ષ્મી | ૫૨ મહારાજા અશોક |
| ૧૬ વિજય કમળા | ૩૫ કુસુમલતા | ૫૩ સતી સુલોચના |
| ૧૭ ગીતા સુંદરી | ૩૬ હંસા કુમારી | ૫૪ આસુરી માયા |
| ૧૮ સતી સીતા | ૩૭ ગુલબંકાવલી | ૫૫ રૂકમણી હરણ |
| ૧૯ શ્રી ભદ્રાયુ | ૫૭ દિવ્યલક્ષ્મી | ૫૬ દીવાન ઉર્ફે નાના. |

ઝવેરી વાડીલાલ મનસુખરામ. ફડનવીસ